# આપની અમાનત

## આપની સેવામાં

લેખક
એમ. એમ. કલીમુદ્દીન સાહેબ સિદ્દીકી

પ્રકાશક
અરમુગાન પબ્લિકેશન
ફુલત-મુઝફ્ફર નગર(યુ.પી)

સ્થળ
મુ. હસ્સાન એ. કડીવાલ
મુ. પા. ખળી, તા. સિધ્ધપુર, જી. પાટણ
મા. : ૯૯૭૯૨૯૩૧૫૯ કીમત : ૫-૦૦ રૂ.

# આપની અમાનત
# (આપની સેવામાં)



રજૂઆત
મુહમ્મદ કલીમ સિદ્દીકી

કિતાબનું નામ : આપની અમાનત આપની સેવામાં
લેખકઃ મુહમ્મદ કલીમ સિદ્દીકી
મૂલ્યઃ ૮.૦૦ રૂપિયા
પ્રકાશક : અરમુગાન પબ્લિકેશન
મુઝફ્ફરનગર, ફુલત

: મેળવવાનો સ્થળ :

- રીલાએબલ સ્ટોર્સ, મરકઝ મસ્જીદની સામે, રાણીતલાવ, સુરત ૩૯૫ ૦૦૩
- કાઝીસ બુક સ્ટોર્સ. મરકઝ મસ્જીદની સામે, રાણીતલાવ, સુરત ૩૯૫ ૦૦૩

—: વધુ માહિતી માટે સંપર્ક કરો :—

- ૯૮૨૪૧ ૩૧૪૪૯
- ૯૯૦૪૬ ૩૭૮૨૭
- ૯૯૭૮૨ ૨૩૯૭૮
- ૯૩૭૬૦ ૬૭૨૮૦

# આપની અમાનત (આપની સેવામાં)

## બે શબ્દ

જો આગનું એક નાનકડું તણખલું તમારી સામે પડયું હોય અને એક અબોધ બાળક સામેથી ઉઘાડા પગે આવતું હોય અને તેનું નાનકડું પગ સીધો આગના તણખલા પર પડવાનો હોય તો તમે શું કરશો ?

તમે તરત જ તે બાળકને ખોળામાં લઈ લેશો અને આગથી દૂર ઊભો રાખીને તમે અપાર ખુશીનો અનુભવ કરશો?

આવી જ રીતે જો કોઈ માણસ આગથી દાઝી જાય કે બળી જાય ત્યારે તમે દુઃખથી તડપી ઉઠો છો અને તેના પ્રત્યે તમારા હૃદયમાં સહાનુભૂતિ પેદા થઈ જાય છે.

શું તમે કયારેય વિચાર્યું છે ખરું કે આવું કેમ થાય છે? એટલા માટે કે સમસ્ત માનવ સમાજના લોકો એક જ માતા પિતાના સંતાનો છે. અને દરેકની છાતીમાં એક ધબકતું હૃદય પણ છે. જેમાં પ્રેમ છે, હમદર્દી છે અને સહાનુભૂતિ છે. તે એકમેક ના દુઃખ સુખમાં તડપે છે અને એક બીજાની સહાય કરી પ્રસન્ન થાય છે. આથી સાચો માનવી એ જ છે જેના હદયમાં સમગ્ર માનવતા માટે પ્રેમભાવ હિલોળા લઈ રહ્યું હોય. જેનું દરેક કામ માનવતાની સેવા માટે હોય અને તેની સહાય તેના જીવન નો અતૂટ અંગ બની જાય.

આ સંસારમાં માનવીનું આ જીવન અસ્થાયી છે અને મૃત્યુ પછી તેને વધુ એક જીવન મળશે જે ચિરસ્થાયી હશે પોતાના સાચા માલિકની ઉપાસના અને માત્ર તેનું જ ફરમાન માન્યા વિના

મૃત્યુ પછીના જીવનમાં સ્વર્ગ મળી શકશે નહીં અને કાયમ માટે નરકનું ઈંધણ બનવું પડશે.

આજે લાખો કરોડો માણસો નરકનું ઈંધણ બનવાની હોડમાં લાગેલા છે અને એક એવા માર્ગ પર દોડી રહ્યા છે જે સીધો નરક ની દીશામાં જાય છે. આ વાતાવરણમાં એ તમામ લોકોની જવાબદારી છે, જેઓ માનવ સમુદાયને ચાહે છે, તેને પ્રેમ કરે છે અને માનવતામાં આસ્થા ધરાવે છે, તેઓ આગળ આવે અને નરકમાં પડી રહેલા માણસોને બચાવવાનું પોતાનું કર્તવ્ય પુરું કરે .

અમને ખુશી છે કે માનવજાત પ્રત્યે સાચી સહાનુભૂતિ રાખનારા અને તેમને નરકની આગમાંથી બચાવી લેવાના દુઃખમાં ઓગળતા રહેનારા મૌલાના મુહમ્મદ કલીમ સિદ્દીકી એ પ્રેમ અને સ્નેહનાં કેટલાંક પુષ્પો રજૂ કર્યા છે જેમાં માનવતા પ્રત્યેનો તેમનો પ્રેમ સ્પષ્ટ ઝળહળે છે અને એના માધ્યમથી તેમણે પોતાનું એ કર્તવ્ય પુરું કર્યું છે. જે એક સાચા મુસલમાન હોવાના નાતે આપણા સૌનું કર્તવ્ય છે.

આ શબ્દોની સાથે હૃદયનાં આ ટુકડાં અને તમારી અમાનત તમારી સમક્ષ રજૂ કરીએ છીએ.

વસી સુલૈમાન નદવી
સંપાદક : ઉર્દૂ માસિક 'અરમુગાન'
ફુલત, મુઝફ્ફરનગર (યુ.પી.)

શરૂ અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાવાન છે.

# મને માફ કરજો

મારા વ્હાલા વાચકો ! મને માફ કરજો. હું મારી અને મારી સમગ્ર મુસ્લિમ બિરાદરી વતી તમારી પાસે ક્ષમા માગું છું જેણે માનવ જગતના સૌથી મોટા શૈતાનના બહેકાવામાં આવી જઈને તમારૂં સૌથી મોટું ધન તમારી સુધી પહોંચાડયું નથી. શૈતાને પાપને બદલે પાપીની નફરત હૃદયમાં રૂઢ કરીને આ સમગ્ર સંસારને યુધ્ધનું મેદાન બનાવી દીધું છે. આ ભૂલને વિચાર કરીને જ મેં આજે કલમ (પેન) ઉપાડયું છે કે તમારો અધિકાર (હક્ક) તમારા સુધી પહોંચાડી દઉં અને નિઃસ્વાર્થ થઈને પ્રેમ અને માનવતાની વાતો તમને કહું.

હૃદયના ભેદો જાણનાર એ સાચો માલિક સાક્ષી છે કે આ પાનાઓ તમારા સુધી પહોંચાડવામાં હું નિઃસ્વાર્થ છું અને સાચી હમદર્દીનો હક્ક અદા કરવા માંગું છું. આ વાતો તમારા સુધી નહીં પહોંચાડી શકવાના દુઃખમાં કેટલીયે રાતોની મારી ઊંઘ ઉડી ગઈ છે. તમારી પાસે એક હૃદય છે એને પુછી જુઓ કારણ એ તદન સાચો હોય છે.

## એક પ્રેમવાણી

જો કે આ વાત કહેવાની નથી તેમ છતાં મારી ઈચ્છા છે મારી આ વાતને કે જે પ્રેમવાણી છે તમે પણ પ્રેમની દ્રષ્ટિએ જુઓ અને વાંચો. એ માલિક માટે જે સમગ્ર સંસારને બનાવવનાર અને ચલાવનાર છે આને વિચારો. જેથી મારા મન અને આત્માને શાંતિ પ્રાપ્ત થાય કે મેં મારા ભાઈ કે બહેનની ધરોહર (થાપણ) તેના સુધી પહોંચાડી દીધી અને માનવ તરીકેનું પોતાનું કર્તવ્ય પૂરું કર્યું.

આ સંસારમાં આવ્યા પછી કોઈ માણસ માટે જે સત્યને જાણવું અને તેને માનવું આવશ્યક છે અને જે તેની સૌથી મોટી જવાબદારી અને ફરજ છે તે પ્રેમવાણી છે. જેને હું તમને સંભળાવવા માંગુ છું.

## પ્રકૃતિનુ સૌથી મોટું સત્ય

આ સંસાર બલ્કે પ્રકૃતિનું સૌથી મોટી સત્યતા એ છે કે આ સંસાર સૃષ્ટિ અને બ્રહ્માંડનું સર્જન કરનાર, તેને પૈદા કરનાર અને તેની વ્યવસ્થા ચલાવનાર માત્ર અને માત્ર એકલો માલિક છે. તે પોતાના અસ્તિત્વ અને ગુણોમાં એકલો છે. સંસારને બનાવવા, ચલાવવા, જીવાડવા તથા મારવામાં તેનો કોઈ જ સહભાગી નથી. તે

એક એવી શકિત છે જે દરેક સ્થળે મૌજૂદ છે. દરેકને સાંભળે છે અને દરેકને જુએ છે. સમગ્ર સંસારમાં એક પાંદડું પણ તેના હુકમ વગર હાલી શકતો નથી. દરેક માણસનો આત્મા એ વાતની સાક્ષી પુરે છે. પછી ભલેને તે કોઈ પણ ધર્મમાં માનનારો હોય અને ભલેને મુર્તિપૂજા કરતો હોય પરંતુ અંદરથી તો તે એવો વિશ્વાસ રાખે છે કે પાલનહાર, રબ અને અસલી માલિક માત્ર એક જ છે.

માણસની બુદ્ધિમાં પણ આના સિવાય બીજી કોઈ જ વાત આવતી નથી કે સમગ્ર સૃષ્ટિનો માલિક એકલો જ છે. જો કોઈ શાળાના બે આચાર્યો હોય તો શાળાનો વહીવટ ચાલી શકે નહીં. એક ગામના બે સરપંચ હોય તો ગામનો વહીવટ નષ્ટ થઈ જાય છે. કોઈ એક દેશના બે બાદશાહ હોઈ શકે નહીં. તો આટલા વિશાળ બ્રહ્માંડ (સંસાર) નો વહીવટ વધારે ખુદા કે માલિકો દ્વારા કેવી રીતે ચાલી શકે? અને સંસારના વહીવટ કર્તા અનેક કેવી રીતે હોઈ શકે ?

## એક દલીલ (સાબિતી)

કુર્આન, કે જે ઈશ્વરવાણી છે. એણે સંસારને પોતે સત્ય ઈશ્વરવાણી છે તે અંગે એવો પડકાર ફેંકયો છે કે જો તમને સંદેહ હોય કે કુર્આન એ માલિકનો સાચો

કલામ (સત્યવાણી) નથી તો આના જેવી એક સૂરહ (નાનો અધ્યાય) બનાવીને દેખાડો. અને આ કાર્ય માટે ઈશ્વર સિવાય સમગ્ર સંસારને પોતાની મદદ માટે બોલાવી લો. જો તમે સાચા હોય. (સૂરહ બકરહ—૨૩)

ચૌદસો વરસથી આજ દિન સુધી આ દુન્યામાં વસતા લોકો અને વિજ્ઞાન તથા કોમ્પ્યુટર સુધ્ધાં શોધ કરીને થાકી ચૂકયાં અને પોતાનું માથું નમાવી ચુકયા છે. કોઈમાં પણ એમ કહેવાની હિંમત થઈ નથી કે આ અલ્લાહ ની કિતાબ (ગ્રંથ) નથી.

આ પવિત્ર ગ્રંથમાં માલિકે આપણી બુધ્ધિને સમજાવવા ખાતર અનેક દલીલો આપી છે. એક ઉદાહરણ આ છે : " જો પૃથ્વી અને આકાશમાં અનેક માબૂદ (પુજય) અને માલિક હોત તો ખરાબી અને ફસાદ ફેલાઈ જાત." વાત સ્પષ્ટ છે કે જો એક ઉપરાંત અનેક માલિકો હોત તો ઝગડો થાત એક કહેતો હવે રાત્રિ થશે. બીજો કહેતો દિવસ થશે. એક કહેતો છ મહિના નો દિવસ હશે. બીજો કહેતો ત્રણ મહિનાનો હશે. એક કહેતો સૂર્ય આજે પશ્ચિમમાંથી ઊગશે. બીજો કહેતો નહીં પૂર્વમાંથી ઊગશે. જો દેવી દેવતાઓને આ અધિકાર સાચો હોત અને જો તેઓ અલ્લાહના કાર્યમાં સામેલ પણ હોત તો

ક્યારેક આવું બનતું કે એક દાસે પૂજા અર્ચના કરીને વર્ષાના દેવતા પાસે પોતાની વાત કબૂલ કરાવી લીધી અને ત્યારે જ મોટા માલિક તરફથી આદેશ આવતો કે હમણાં વરસાદ નહીં થાય પછી નીચે વાળા હડતાળ પાડી દેતા. હવે લોકો બેઠા છે કે દિવસ ઊગતો નથી. જાણવા મળ્યું કે સૂરજ દેવતાએ હડતાળ પાડી દીધી છે.

## સાચી સાક્ષી

સાચું તો એ છે કે દુન્યાની દરેક વસ્તુ સાક્ષી આપી રહી છે આ સુગમતા પૂર્વક ચાલતી સમગ્ર સૃષ્ટિની વ્યવસ્થા સાક્ષી પૂરી રહી છે કે દુન્યાનો માલિક એકલો અને એકલો જ છે. એ જ્યારે ઈચ્છે અને જે કંઈ ઈચ્છે તે કરી શકે છે. તેને કલ્પના અને વિચારોમાં લાવી શકાતો નથી. તેની મુર્તિ બનાવી શકાતી નથી. એ માલિકે સમગ્ર સંસારને માનવીની સેવા માટે પેદા કર્યો છે. સૂર્ય માનવીનો સેવક, હવા માનવીની સેવક, આ ધરતી પણ માનવીની સેવક છે. આગ, પાણી, જીવજંતુ સંસારની દરેક વસ્તુને માનવીની સેવા માટે જ સર્જવામાં આવી છે. માનવીને આ સઘળી વસ્તુઓનો સરદાર (બાદશાહ) બનાવવામાં આવ્યો છે. તેમજ માત્ર પોતાના દાસ અને પોતાની પૂજા અને આજ્ઞાપાલન માટે પેદા કર્યો છે.

ન્યાયોચિત અને ઈન્સાફની વાત એ છે કે જયારે પેદા કરનાર, જીવન આપનાર, મારનાર, ખાવા–પીવાનું આપનાર અને જિંદગીની દરેક આવશ્યક વસ્તુ પુરી પાડનાર એ છે ત્યારે સાચા માણસનું પોતાનું જીવન અને જીવન સંબંધિત તમામ વસ્તુઓ પોતાના માલિકની મરજી પ્રમાણે અને તેના આજ્ઞાકારી થઈને વાપરવી જોઈએ. જો કોઈ એક માણસ પોતાનું જીવન એ એકલા માલિકની આજ્ઞાઓનું પાલનમાં પસાર કરતો નથી, તો તે માણસ જ નથી.

## એક મોટું સત્ય

એ સાચા માલિકે પોતાના સાચા ગ્રંથ 'કુર્આન'માં એક સત્ય આપણને જણાવ્યું છે.

ભાષાંતર : દરેક જીવનને મૌતનો સ્વાદ ચાખવાનો છે પછી તમારે અમારી તરફ પાછા ફરીને આવવું પડશે. (સુરહ અનકબૂત–૫૮)

આ આયતના બે ભાગ છે. પહેલું એ કે દરેકે દરેક સજીવ ને મૌતનો સ્વાદ ચાખવાનો છે. આ એક એવી વાત છે કે જેના પર દરેક ધર્મો, દરેક સમાજ અને દરેક સ્થળનો માણસ વિશ્વાસ ધરાવે છે. બલ્કે જે ધર્મમાં માનતો નથી. તે પણ આ સત્ય આગળ માથું નમાવે છે.

અને પ્રાણીઓ સુદ્ધાં મૌતના સત્યને સ્વીકારે છે. ઉંદર બિલાડીને જોઈને નાસી જાય છે અને કુતરો પણ રોડ પર આવતી ગાડીને જોઈને જીવ બચાવવા ભાગે છે એટલા માટે કે એમને મૌતનૌ વિશ્વાસ છે.

## મૃત્યુ પછી

આ આયતના બીજા ભાગમાં કુર્આન મજીદ એક મોટા સત્ય તરફ આપણું ધ્યાન ખેંચે છે કે જો તે માણસની સમજમાં આવી જાય તો સમગ્ર સંસારનો વાતાવરણ બદલાઈ જાય. એ સત્યની વિગત એવી છે કે તમે મર્યા પછી મારી તરફ જ પાછા ફરશો અને આ લોકમાં જેવા કાર્યો (કર્મો) કર્યા હશે તેવો જ બદલો પામશો.

મૃત્યુ પછી તમે ગલી, સડી જશો અને બીજીવાર પૈદા કરવામાં નહી આવે એવુ નથી, આ વાત પણ સાચી નથી કે મર્યા પછી તમારો આત્મા કોઈ યોનિમાં પ્રવેશી જશે. આ દ્રષ્ટિકોણ કોઈ માનવીય બુદ્ધિની કસોટી પર ખરૂં પુરવાર થતું નથી.

પહેલી વાત એ છે કે આવાગમનનો આ દ્રષ્ટિકોણ વૈદોમાં કયાંય ઉપલબ્ધ નથી. પછીના પુરાણોમાં એનો ઉલ્લેખ છે તેનાથી જાણવા મળે છે કે માનવીના

શુક્રાણુઓ પર લખેલા સંતાનોનાં ગુણ પિતામાંથી પુત્ર અને પુત્રમાંથી તેના પુત્રમાં આવી જાય છે. આ ધારણાની શરૂઆત એવી રીતે થઈ કે શેતાન (રાક્ષસ) એ ધર્મના નામે ઊંચ–નીચમાં વહેંચી નાખ્યા. ધર્મના નામે શુદ્રો પાસે સેવા લેવા અને તેમને નીચ સમજનારા ધર્મના ઠેકેદારોને સમાજના દબાયેલા કાચડાયેલા દલિત લોકો એ જયારે એવો પ્રશ્ન કર્યો કે અમને પેદા કરનાર ઈશ્વર છે એણે બધા જ માણસોને આંખ, કાન, નાક દરેક વસ્તુમાં સમાન બનાવ્યા છે ત્યારે તમે લોકોએ પોતાને ઉંચા અને અમને નીચા કેમ બનાવ્યા એના માટે તેમને આવાગમનનો આશ્રય લઈને એમ કહી દીધું કે તમારા પાછલા જન્મના કર્મોએ તમને નીચ બનાવી દીધા છે.

આ ધારણા અનુસાર તમામ આત્માઓ ફરીથી પેદા થાય છે અને પોતાના કર્મોનાં હિસાબે યોનિ બદલીને આવે છે. વધારે કુકર્મ કરનારા લોકો જાનવરોની યોનિ ધારણ કરે છે. તેમના કરતા પણ વધારે કુકર્મ કરનારા લોકો વનસ્પતિની યોનિમાં જતા રહે છે અને જેના કર્મો સારા હોય છે તેને મોક્ષ મળી જાય છે.

## આવાગમનના ત્રણ વિરોધી તર્ક (દલીલો)

(૧) આ ક્રમમાં સૌથી મોટી વાત એ છે કે સમગ્ર સંસારના વિદ્વાનો અને સંશોધન કરનારા વૈજ્ઞાનિકોનું કહેવું છે કે પૃથ્વી ઉપર સૌથી પહેલા વનસ્પતિ જગતે જન્મ લીધો. પછી જાનવરો પૈદા થયા. હવે જયારે માનવો ધરતી પર પેદા જ નહોતા થયા અને કોઈ માણસે ખોટાં કામો (કુકર્મો) આચર્યા જ ન હતા તો પછી કઈ આત્માઓએ વનસ્પતિ અને પ્રાણીઓનાં શરીરમાં જન્મ લીધો ?

(૨) બીજી વાત એવી છે કે આ ધારણાને સ્વીકાર્યા પછી એમ પણ સ્વીકારવું પડશે કે પૃથ્વી પર પ્રાણીઓની સંખ્યામાં સતત ઘટાડો થતો રહે છે. જે આત્માઓ મોક્ષ પ્રાપ્ત કરી લે તેમની સંખ્યા ઓછી થવી જોઈએ. જયારે એ તથ્ય આપણી સામે જ છે કે આ વિશાળ પૃથ્વી પર માણસ, જીવજંતુ અને વનસ્પતિ સર્વ પ્રકારનાં પ્રાણીઓની જન સંખ્યામાં સતત વધારો થઈ રહ્યો છે.

(૩) ત્રીજી વાત એ છે કે આ સંસારમાં જન્મ લેનારા અને મૃત્યુ પામનારાઓની સંખ્યામાં ધરતી–આકાશનો અંતર જણાય છે. મરનારા માણસોની સરખામણીએ જન્મ લેનારા બાળકોની સંખ્યા અનેક ગણી વધારે છે. કયારે

ક્યારે કરોડો મચ્છર પેદા થઈ જાય છે. જે કે મરનારાની સંખ્યા ખૂબ જ ઓછી હોય છે. ક્યાંય ક્યાંક કેટલાક બાળકો વિશે એવી વાતો ફેલાઈ જાય છે કે તે એ સ્થળને ઓળખી રહ્યો છે જયાં એ રહેતો હતો. પોતાનું જૂનું નામ જણાવી દે છે અને એ પણ કે તે ફરીવાર જન્મ લઈ રહ્યો છે એ બધા શૈતાનો અને ભૂત–પિશાચો હોય છે. જે બાળકોના માથે ચઢીને બોલે છે અને માણસોનાં દીન અને ઈમાનને (શ્રદ્ધાને) ખરાબ કરે છે.

સાચી વાત તો એ છે કે આ સત્ય મૃત્યુ પછી દરેક માણસની સામે આવી જશે કે માણસ મર્યા પછી પોતાના માલિક પાસે જાય છે અને આ લોકમાં એણે જેવા કર્મ કર્યા છે તેમના હિસાબે સજા અથવા વળતર પામશે.

## કર્મોનો ફળ મળશે

જો એ સત્કર્મ (સારાં કામો) કરશે. ભલાઈ અને નેકીનાં માર્ગે ચાલશે તો એ સ્વર્ગમાં જશે. સ્વર્ગ જયાં આરામની દરેક વસ્તુ છે અને એવી સુખદાયક અને આરામની ચીજવસ્તુઓ છે જેમને આ દુનિયામાં ન તો કોઈ આંખે જોઈ, ન તો કોઈ કાને સાંભળી અને ન તો કોઈ મનમાં તેનો વિચાર આવ્યો અને જન્નત (સ્વર્ગ) ની સૌથી મોટી ઉપલબ્ધિ એ હશે કે સ્વર્ગવાસી લોક ત્યાં

પોતાની સગી આંખે પોતાના માલિકના દર્શન કરી શકશે. એ સમાન આનંદ અને મજાની કોઈ બીજી વાત નહીં હોય. આવી રીતે જ લોકો કુકર્મો (બુરાં કામો) કરશે, પાપ આચરીને પોતાના માલિકની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરશે, તેમને નરકમાં નાખવામાં આવશે. તેઓ ત્યાં આગમાં બળશે. ત્યાં તેમને દરેક પાપની સજા અને દંડ મળશે. અને સૌથી મોટી સજા એ હશે કે તેઓ પોતાના માલિકના દર્શનથી વંચિત રહી જશે અને તેમની ઉપર તેમના માલિકનો ક્રોધ થશે.

<u>સ્વર્ગ અને નરક અને તેના વિશે વધુ માહિતી માટે વાંચો.</u>

" મરને કે બાદ કયા હોગા ?"

<u>લેખક : મૌલાના આશિક ઈલાહી બુલંદ શહરી</u>

## ઈશ્વરનો સહભાગી બનાવવું મહાપાપ છે.

તે સાચા માલિકે પોતાના કુર્આનમાં આપણને જણાવ્યું કે નેકીઓ, સત્કર્મો, પુણ્યો અને સદાચાર નાના પણ હોય છે અને મોટા પણ, આવી જ રીતે માલિકને ત્યાં ગુનાહ, કુકર્મ, પાપ પણ નાના—મોટા હોય છે. તેણે આપણને જણાવ્યું કે જે પાપ સૌથી વધુ દંડ પાત્ર બનાવે છે અને જેને તે કયારેય ક્ષમા પણ નહીં કરશે અને જેનો

કરવાવાળો હંમેશા નરકમાં બળતો રહેશે અને તેને મૃત્યુ પણ નહીં આવે, તે પેલા એકલા માલિકની સાથે કોઈને સહભાગી બનાવવું છે. પોતાના શિર અને માથાને તેના સિવાય કોઈ બીજાની સામે નમાવવું (ઝુકાવવું), પોતાના હાથ કોઈ બીજાની સામે જોડવાં, તેને સિવાય કોઈ બીજાને પૂજય કે પૂજનીય માનવું. જીવાડનાર, મૃત્યુ આપનાર, રોજી (આજીવિકા) આપનાર અને નફા–નુકશાનનો માલિક સમજવું મોટું પાપ અને અત્યંત મોટું અત્યાચાર છે. ભલે તે કોઈ દેવી દેવતાને માને અથવા ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર અથવા કોઈ પીર–ફકીરને, કોઈને પણ તે માલિક સિવાય પૂજય કે પૂજનીય ગણવો, શિર્ક છે. જેને તે માલિક કયારેક માફ (ક્ષમા) કરશે નહીં. તેના સિવાય તે દરેક પાપને જો ઈચ્છશે તો ક્ષમા કરી દેશે. આ પાપને ખુદ આપણી બુદ્ધિ પણ એટલી જ ખરાબ સમજે છે અને આપણે પણ આ કાર્યને એટલે જ નાપંસદ કરીએ છીએ.

## એક ઉદાહરણ

ધારો કે તમારી પત્ની બહુ કજિયાખોર અને વાત–વાત પર ગાળી કરનારી હોય અને કહેવા–સાંભળવાનું માનતી ન હોય પરંતુ તમે તેને ઘરમાંથી નીકળી જવાનું કહો અને તે કહે કે હું માત્ર તમારી છું,

તમારી જ રહીશ અને તમારા બારણે જ મરીશ અને એક સેકન્ડ માટે પણ તમારા ઘરમાંથી બહાર જઈશ નહીં. તો તમે લાખ ક્રોધ અને ગુસ્સા પછી તેની સાથે નિર્વાહ કરવા પર વિવશ થઈ જશો.

એનાથી ઉલ્ટું... ... ...

જો તમારી પત્ની અત્યંત સેવા કરવાવાળી અને આજ્ઞાકારી હોય, તે દરેક સમયે તમારું ધ્યાન રાખતી હોય, તમે અડધી રાત્રે ઘરે પાછા ફરો ત્યારે તે તમારી રાહ જોતી હોય, તમારા માટે ભોજન ગરમ કરતી હોય અને પિરસ્તી હોય, પ્યાર અને પ્રેમની વાતો કરતી હોય, એક દિવસ તમને કહે કે તમે મારા પતિદેવ છો, મારું માત્ર તમારાથી કામ ચાલતું નથી એટલા માટે આપણો જે પાડોશી છે મેં આજથી તેને પણ મારો પતિ બનાવી લીધો છે. તો જો તમારામાં થોડી પણ લજ્જા અને માનવતા છે અને તમારા લોહીમાં ગરમી હશે તો તમે સહન કરી શકશો નહીં. પોતાની પત્નીની જાન લઈ લેશો અથવા જાતે મરી જશો.

આખરે આવું કેમ ? માત્ર એટલા માટે કે તમે પોતાની પત્ની માટે કોઈને ભાગીદાર જોવાનું ઈચ્છતા નથી. તમે વીર્યના એક ટીપાંમાંથી જન્મયા છો તો પોતાનો

ભાગીદાર બનાવવાનું પસંદ કરતા નથી. તો તે માલિકનો જે અપવિત્ર ટીપામાંથી મનુષ્યને જન્મ આપે છે તે કેવી રીતે આ સહન કરી શકશે કે કોઈ એનો સહભાગી હોય. તેની સાથે કોઈ બીજાની પણ પૂજા કરવામાં આવે. જયારે આ સંસારમાં જેને જે કંઈ પણ આપ્યું છે એણે આપ્યું. જેવી રીતે એ વેશ્યા (રાંડ) પોતાની માન મર્યાદા વેચીને દરેક આવવાવાળી વ્યકિતને પોતાની ઉપર અધિકાર આપી દે છે તો એ કારણે તે આપણી આંખોથી ઊતરી જાય છે. એ માણસ પોતાના માલિકની નજરમાં એના કરતા પણ વધારે નીચ અને પતિત છે કે જે તેને છોડીને બીજા કોઈની પૂજા કરવામાં તલ્લીન હોય પછી તે કોઈ દેવી–દેવતાની મૂર્તિ હોય અથવા અન્ય કોઈ વસ્તુ.

## પવિત્ર કુર્આનમાં મૂર્તિપૂજા નો વિરોધ

મૂર્તિપૂજાને માટે કુર્આનમાં એક ઉદાહરણ રજૂ કરવામાં આવ્યું છે જે વિચારવા યોગ્ય છે.

" એ લોકો એક ઉદાહરણ વર્ણવામાં આવે છે ધ્યાન પુર્વક સાંભાળો ! અલ્લાહને છોડી ને તમે જેઓને પુજો છો (પુકારો છો) તે એક માખી પણ, પેદા કરી શકતા નથી ભલે ને બધા મળી જાય અને પેદા કરવું તો દૂરની વાત છે અંગર માખી તેમની સામેથી કોઈ વસ્તુ

પ્રસાદ લઈ લે તો પાછી નથી લઈ શકતા, પછી કેવા કાયર છે પૂજય, અને કેવા દુર્બળ છે પૂજવાવાળા અને તેઓએ તે અલ્લાહની (તાઝીમ) કદ્ર કરવી જોઈએ તેવી કદ્ર કરી નહિ, નિસંદેહ અલ્લાહ મહાબળવાન અને જોરાવર છે (૨૨: ૭૩)

કેવું સારૂં ઉદાહરણ છે બનાવવાવાળો તો ખુદ પોતે ઈશ્વર હોય છે પોતાના હાથોથી બનાવેલી મૂર્તિઓને આપણે

બનાવવાવાળા છીએ. જો મૂર્તિઓમાં થોડીક સમજણ– બુદ્ધિ હોય તો તે આપણી પૂજા કરતી.

## એક ખોટો વિચાર

કેટલાંક લોકોનું માનવું એવું છે કે અમે તેમની પૂજા એટલા માટે કરીએ છીએ કે તેમણે જ અમને માલિકનો માર્ગ દેખાડયો છે અને તેમના લીધે અમે માલિકની કૃપા પ્રાપ્ત કરીએ છીએ. આ ખરેખર એવી વાત થઈ કે કોઈ કુલીથી ટ્રેનના નામે પૂછપરછ કરે. જયારે કુલી તમને ટ્રેન ની માહિતી આપે ત્યારે ટ્રેનની જગ્યાએ કુલી પર જ સવાર થઈ જાય કે તેણે જ અમને ટ્રેનની માહિતી આપી છે. તેવી જ રીતે અલ્લાહની સાચી દિશા અને માર્ગ બતાવવાવાળાની પૂજા કરવી ખરેખર

એવું જ છે જેવી રીતે ટ્રેનને છોડીને કુલી પર સવાર થઇ જવું.

કેટલાંક ભાઈ એમ પણ કહે છે કે અમે માત્ર ધ્યાન ધરવા માટે મૂર્તિઓને રાખીએ છીએ. આ પણ કેવી વાત છે કે બહુ ધ્યાન કેન્દ્રિત કરીને થાંભલાને જોઈ રહયા છે અને કહે છે કે પિતાજીનું ધ્યાન કેન્દ્રિત કરવા માટે થાંભલાને જોઈ રહ્યા છે. કયાં પિતાજી અને કયાં થાંભલો ? કયાં આ દુર્બળ મૂર્તિ અને કયાં તે અત્યંત બહાદુર કૃપાળુ, માયાળુ માલિક. આનાથી ધ્યાન કેન્દ્રિત થશે કે વિચલિત ?

તારણ એ છે કે કોઈ પણ પ્રકારે કોઈને પણ તેના સહભાગી બનાવવું (સ્વીકારવું) મહા પાપ છે. જેને ઈશ્વર કયારેય પણ ક્ષમા નથી કરતો, અને એવો મનુષ્ય હંમેશને માટે નરકનું બળતણ બનશે.

## સર્વ શ્રેષ્ઠ પુણ્ય ઈમાન (શ્રધ્ધા) છે.

એવી જ રીતે સૌથી મોટી ભલાઈ, પુણ્ય અને નેકી ‘ઈમાન’ છે. જેના અનુસંધાનમાં સંસારના બધા જ ધર્મોવાળા એમ કહે છે કે બધું અહિં છોડીને જવાનું છે. મૃત્યુ પછી મનુષ્યની સાથે માત્ર ઈમાન જશે. ઈમાનદારી કે ઈમાનવાળો એને કહે છે કે જે હકદારને તેના હક્ક

આપે. અને કોઈનો હક મારી ખાનારને ઝાલિમ અત્યાચારી કહે છે આ મનુષ્ય પર સૌથી મોટો અધિકાર પૈદા કરવા (જન્મ આપવા) વાળાનો છે. તે એ બધાને જન્મ આપવાવાળો, મૃત્યુ આપવાવાળો, જીવન આપવાવાળો માલિક રબ અને પૂજા કરવા યોગ્ય તે માત્ર એક છે તો પછી એની જ પૂજા કરવી જોઈએ. એને જ માલિક, નફા–નુકશાન, ઈઝઝત–ઝિલ્લત (માન–અપમાન) આપવાવાળો માનવો જોઈએ, અને આ આપેલું જીવન એની જ આજ્ઞાના પાલન સાથે ગુજારવું જોઈએ. એટલે કે તેને જ માનવો જોઈએ અને તેની જ વાત માનવી જોઈએ. આનું જ નામ ઈમાન છે. તે માલિકને એકલો (એકમાત્ર) માન્યા વગર અને તેની આજ્ઞાપાલન વગર મનુષ્ય ઈમાનવાળો બની શકતો નથી. પરંતુ તેને બેઈમાન કહેવામાં આવશે.

માલિકનો સૌથી મોટો હક (અધિકાર) મારીને લોકોની સામે ઈમાનદારી દેખાડવી એવી જ છે જેવી કે એક ડાકુ બહુ મોટી ધાડથી ધનવાન બની જાય અને પછી દુકાન પર લાલાજીને કહે કે તમારો એક પૈસો હિસાબમાં વધારે આવી ગયો છે તે તમે લઈ લો, આટલો માલ લૂંટયા પછી બે પૈસાનો હિસાબ આપવો જેવી ઈમાનદારી

છે, એનાથી પણ ખરાબ ઈમાનદારી પોતાના માલિકને ત્યજીને કોઈ બીજાની પૂજા કરવી છે.

ઈમાન માત્ર એ છે કે મનુષ્ય પોતાના માલિકને એક માત્ર માને (સ્વીકારે), તેની પૂજા કરે અને તેના દ્વારા અપાયેલી જીવનની દરેક ક્ષણને તેની આજ્ઞાપાલનમાં વિતાવે. તેના દ્વારા અપાયેલા જીવનને તેની આજ્ઞાપાલનની સાથે પસાર કરવું એજ ધર્મ કહેવાય છે અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું અધર્મ.

## સાચો ધર્મ

સાચો ધર્મ શરૂઆતથી જ એક છે અને બધાનું શિક્ષણ છે કે તે એકમાત્રને જ માનવામાં આવે અને તેની આજ્ઞાઓનું પાલન કરવામાં આવે, પવિત્ર કુર્આને કહ્યું છે "ધર્મ તો અલ્લાહની પાસે માત્ર ઈસ્લામ છે અને ઈસ્લામ સિવાય જે ધર્મ લાવવામાં આવશે તે સ્વીકાર્ય નથી." (સૂરએ આલે ઈમરાન–૮૫)

મનુષ્યની નબળાઈ એ છે કે તેની આંખ એક ખાસ મર્યાદા સુધી જ જોઈ શકે છે. તેના કાન એક મર્યાદિત અંતર સુધી સાંભળી શકે છે. તેની સૂંઘવાની, ચાખવાની અને સ્પર્શવાની શકિત પણ મર્યાદિત છે. આ

પાંચ ઈન્દ્રિયોથી તેની બુદ્ધિને ખબર (જાણ) થાય છે એવી જ રીતે બુદ્ધિના કાર્યની પણ એક હદ છે.

તે માલિક કેવા પ્રકારનું જીવન પસંદ કરે છે ? તેની પૂજા કેવી રીતે કરવી જોઈએ ? મૃત્યુ પછી શું થશે ? સ્વર્ગ અને નરકમાં લઈ જવાવાળા કાર્યો કયા છે ? આ બધું માનવીની બુદ્ધિ અને ખુદ માનવી પણ જાણી શકતો નથી.

## ઈશદૂત (ઈશ્વરના પયગંબર)

માનવીની આ નબળાઈ પર કૃપા કરીને તેના માલિકે એ મહાપુરૂષો પર જેમને તેણે આ પદવીને પાત્ર જાણયા, પોતાના દૂતો (ફરિશ્તાઓ) દ્વારા પોતાના આદેશો મોકલ્યા. જેમણે માનવીને જીવન પસાર કરવાની અને ઉપાસનાની રીતો બતાવી અને જીવનના તે સત્યો જણાવ્યા, જેને તે પોતાની બુદ્ધિના આધારે સમજી શકતો ન હતો. આવા મહાપુરૂષોને નબી, રસૂલ અને પયગમ્બર કહેવામાં આવે છે. તેને અવતાર પણ કહી શકાય જો અવતારનો અર્થ એ હોય કે જેના ઉપર આદેશો ઊતારવામાં આવે છે. આજકાલ અવતારનો અર્થ એમ માનવામાં આવે છે કે તે પોતે ઈશ્વર છે અથવા ઈશ્વર એમના સ્વરૂપમાં ઊતર્યો. આ અંધશ્રધ્ધા છે. આ

મહાપાપ છે. આ અંધશ્રધ્ધાએ એક માલિકની પૂજામાંથી ખસેડીને માનવીને મૂર્તિપૂજાના સકંજામાં ખૂંપાવી દીધો.

આ મહાપુરૂષો જેમને અલ્લાહે લોકોને સાચો માર્ગ બતાવવા માટે પસંદ કર્યા અને જેમને નબી, રસૂલ કહેવામાં આવ્યા, દરેક વસતિ અને ક્ષેત્ર અને દરેક યુગમાં આવતા રહ્યા છે. તે બધાએ એક ઈશ્વરને માનવાનું, માત્ર તે એકલાની જ પૂજા કરવાનું (જે ધાર્મિક કાનૂન તે લાવ્યા છે તેનું પાલન કરવાનું) કહ્યું. તેમાંથી કોઈ પયગંબરે એક ઈશ્વર સિવાય બીજા કોઈની પૂજાનું આમંત્રણ આપ્યું નથી. બલ્કે તેમણે સૌથી વધારે આ પાપથી રોકયા. તેમની વાતોમાં લોકોએ વિશ્વાસ કર્યો અને સાચા માર્ગ પર ચાલવા લાગ્યા.

## મૂર્તિપૂજા નો આરંભ

આવા બધા જ પયગંબરો અને તેમના અનુયાયીઓ, માણસો હતા. તેમને મૃત્યુ આવવાનું હતું. (જેને મૃત્યુ નથી તે માત્ર ઈશ્વર છે.) નબી અથવા રસૂલના મૃત્યુ પછી તેમના અનુયાયીઓને તેમની યાદ આવી અને તેઓ તેમના દુઃખમાં બહુ રડતા હતા, શૈતાનને તક મળી ગઈ. તે મનુષ્યનો દુશ્મન છે અને ખોટી વાતો મનુષ્યના મનમાં નાખવાની શકિત આપી છે.

જેથી ખબર પડે કે કોણ તે જન્મ આપનારા માલિકને માને છે અને કોણ શૈતાનને માને છે.

શૈતાન લોકોની પાસે આવ્યો અને કહ્યું કે તમને પોતાના મહાગુરુ (નબી) થી બહુ પ્રેમ છે. મૃત્યુ પછી તેઓ તમારી દૃષ્ટિથી અગોચર થઈ ગયા છે. આથી હું તેમની એક મૂર્તિ બનાવી આપું છું તેને જોઈને તમે સંતોષ પામી શકો છો. શૈતાને મૂર્તિ બનાવી, જયારે મન થતું ત્યારે તેઓ તેને જોયા કરતા હતા. ધીમે ધીમે એ મૂર્તિનો પ્રેમ તેમના હૃદયમાં ઊતરી ગયો, ત્યારે શૈતાને કહ્યું જો તમે આ મૂર્તિ આગળ માથું નમાવશો તો આ મૂર્તિમાં ભગવાનને પામશો. મનુષ્યમાં હૃદયમાં મૂર્તિ માટે માન પહેલાંથી ઘર કરી ચૂક્યું હતું. એટલા માટે તેમણે મૂર્તિની આગળ માથું નમાવવાની અને પૂજા કરવાની શરૂઆત કરી દીધી. અને આ મનુષ્ય જેના પૂજવા યોગ્ય માત્ર એક ઈશ્વર હતો તે મૂર્તિઓને પૂજવા લાગ્યો. એ શિર્કમાં સપડાઈ ગયો. (શિર્ક એટલે અલ્લાહના અસ્તિત્વ કે તેની વિશેષતાઓમાં અન્ય કોઈને તેનો સહભાગી બનાવવો તે.)

આ સમસ્ત સંસારનો સરદાર (મનુષ્ય) જયારે પથ્થર કે માટીની આગળ નમવા લાગ્યો ત્યારે તે

અપમાનિત થયો અને માલિકની દ્રષ્ટિ (નજર) માંથી પડી ગયો અને હંમેશ માટે નરકનું બળતણ બની ગયો. તે પછી અલ્લાહે પાછા પોતાના પયગંબરો મોકલ્યા. જેઓએ લોકોને મૂર્તિપૂજા અને અલ્લાહ સિવાય બીજા કોઈની પૂજા કરવામાંથી રોકયા, કેટલાક લોકો તેમની વાત માનતા રહ્યા, તથા કેટલાક લોકોએ તેમની અવગણના કરી, જે લોકો તેમની વાત માનતા હતા અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને જે લોકો તેમના ઉપદેશોની અવગણના કરતા તેમના માટે આસમાન (આકાશ) થી વિનાશના ચૂકાદા આપી દેવામાં આવતા.

## રસૂલો (પયગંબરો)નું શિક્ષણ

એક પછી એક નબી અને રસૂલ આવતા રહ્યા. તેમના ધર્મના આધાર એક સરખો રહેતો, તેઓ એક ધર્મની તરફ બોલાવતા કે ઈશ્વરને સ્વીકારો, કોઈને પણ તેના વ્યકતિત્વ અને ગુણોમાં સહભાગી ન બનાવો, તેની પૂજામાં કોઈને સહભાગી ન બનાવો. તેના બધા રસૂલોને સાચા જાણો, ફરિશ્તાઓ (દૂતો) કે જેઓ તેની પવિત્ર મખ્લૂક છે. નથી ખાતા કે નથી પીતા. દરેક કાર્યમાં માલિકની આજ્ઞાનું પાલન કરે છે. તેમને સાચા જાણો, તેણે પોતાના ફરિશ્તાના માધ્યમથી જે વાણી મોકલી

અથવા ગ્રંથ ઊતાર્યા છે તે બધાને સાચા માનો, મૃત્યુ પછી બીજીવાર જીવન મેળવીને પોતાના સારાં–નરસાં કાર્યોનો બદલો મેળવવાનો છે તેના પર શ્રધ્ધા રાખો, અને એમ પણ માનો કે ભાગ્ય સારૂં કે ખરાબ છે એ માલિક તરફથી છે અને હું આ સમયે જે શરીઅત (ધાર્મિક કાનૂન) અને જીવન પસાર કરવાની પદ્ધતિ લઈને આવ્યો છું એનું પાલન કરો.

અલ્લાહના જેટલા નબી અને રસૂલ આવ્યા બધા સાચા હતા અને તેમના પર જે ધાર્મિક ગ્રંથો ઊતર્યા તે બંધા સાચા હતા. તે બધા પર આપણો ઈમાન (શ્રધ્ધા) છે અને આપણે તેનામાં અંતર નથી કરતા. સત્યતાનું ત્રાજવું આ છે કે જેમણે એક ઈશ્વરને માનવાની તરફ આમંત્રિત કર્યા હોય, અને જેમના શિક્ષણમાં એક માલિકને ત્યજીને બીજાની પૂજા કરવાની અથવા પોતે તેમની પૂજા કરવાની વાત ન હોય જે મહાપુરૂષોને ત્યાં મૂર્તિપૂજા અથવા અનેકેશ્વરવાદનું શિક્ષણ હોય તે યા તો રસૂલ નથી અથવા તેમના શિક્ષણમાં અદલ–બદલ થઈ ગયું છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પૂર્વેના તમામ (બધા) રસૂલોના શિક્ષણમાં ફેરફારો કરી નાંખવામાં આવ્યા છે.

## અંતિમ પય્ગંબર હઝરત મુહમ્મદ સાહેબ

આ એક મોંઘેરું સત્ય છે કે દરેક આવવાવાળા રસૂલ અને નબી દ્વારા અને તેના ગ્રંથો દ્વારા એક છેલ્લા નબીની ભવિષ્યવાણી અપાઈ છે અને એમ કહેવામાં આવ્યું છે કે તેમના આવ્યા પછી અને તેમને જાણી લીધા પછી સઘળી પ્રાચીન શરીઅતો અને ધાર્મિક કાયદાઓ છોડીને તેમની વાત માનવી જોઈએ અને તેમના દ્વારા લાવવામાં આવેલા ગ્રંથ અને ધર્મ પર ચાલવું જોઈએ. આ પણ ઈસ્લામની સત્યતાનું પ્રમાણ છે કે ગ્રંથોમાં અત્યંત ફેરફારો થયા છતાં પણ તે માલિકે છેલ્લા રસૂલના આવવાની ખબરને બદલવા ન દીધી. જેથી કોઈ એમન કહી શકે કે અમને ખબર ન હતી. વૈદોમાં તેમનું નામ નરાશંસ, પ્રાચીન ગ્રંથોમાં કલ્કિ અવતાર, બાઈબલમાં ફારકલીટ અને બૌદ્ધ ગ્રંથોમાં છેલ્લો બુધ્ધ વગેરે લખવામાં આવ્યું છે.

આ ધાર્મિક ગ્રંથોમાં મુહમ્મદ સાહેબનું જન્મસ્થાન, જન્મતિથી, સમય અને ઘણા વાસ્તવિક લક્ષણ પહેલાથી જણાવવામાં આવ્યા હતા. (વધુ માહિતી માટે પંડિત વૈદ પ્રકાશ ઉપાધ્યાયના પુસ્તકો "કલ્કિ અવતાર

અને મુહમ્મદ સાહેબ" તથા "નરાશંસ અને અંતિમ ઋષિ" અમારા કાર્યાલયથી મેળવી લેશો.)

## હઝરત મુહમ્મદ સાહેબનું જીવન પરિચય

આજથી લગભગ "સાડા ચૌદસો" વર્ષ પહેલા તે અંતિમ ઋષિ હઝરત મુહમ્મદ સાહેબે સાઉદી અરેબિયાના મક્કા શહેરમાં જન્મ લીધો. તેમના જન્મના કેટલાંક માસ પહેલા તેમના પિતાનું અવસાન થયું હતું. માતા પણ બહુ વધારે જીવિત ન રહયા. પહેલા દાદાએ અને તેમના અવસાન પછી કાકાએ તેમનો ઉછેર કર્યો. સંસારમાં સૌથી જૂદો એ મનુષ્ય સમગ્ર મક્કા નગરની આંખનો તારો બની ગયો. જેમ જેમ તેઓ મોટા થતા ગયા તેમની સાથે લોકોનો પ્રેમ વધતો ગયો. આપને સાચા અને ઈમાનદાર કહેવા લાગ્યા. લોકો પોતાની કિંમતી વસ્તુઓ આપની પાસે રાખતા. પોતાના પરસ્પરના ઝગડાઓનો ચુકાદો કરાવતા. "કા–બા", કે જે મક્કામાં અલ્લાહનું પવિત્ર ઘર છે તેને બીજીવાર બનાવવામાં આવી રહયું હતું તેની એક દિવાલના ખૂણામાં એક પવિત્ર પત્થર છે, જયારે તેને તેના સ્થાન પર સ્થાપિત કરવાનો વારો આવ્યો ત્યારે તેની પવિત્રતાને કારણે મક્કાના બધાજ વંશજો અને સરદારોની ઈચ્છા

હતી કે આ પવિત્ર પત્થર સ્થાપિત કરવાનો અધિકાર તેને પોતાને જ મળે, એના માટે તલવારો નિકળી આવી, ત્યારે જ એક બુદ્ધિમાન મનુષ્યે નિર્ણય કર્યો કે જે સૌથી પહેલો મનુષ્ય અહીં કા'બામાં (મક્કાની પવિત્ર મસ્જિદ જે મુસ્લિમનો પવિત્ર સ્થળ છે) આવશે એ જ તેનો ચુકાદો લાવશે. બધા તૈયાર થઈ ગયા. તે દિવસે સૌથી પહેલા આવવાવાળા હઝરત મુહમ્મદ સાહેબ હતા. બધા એકી અવાજે બોલ્યા, વાહ વાહ અમારી વચ્ચે સાચો અને ઈમાનદાર માણસ આવી ગયો છે. અમે બધા ખુશ છીએ.

હઝરત મુહમ્મદ સાહેબે એક ચાદર પાથરી અને તેમાં તે પત્થર મૂકીને કહ્યું કે દરેક કુટુંબનો સરદાર ચાદરનો એક છેડો પકડી ને ઉઠાવે, જયારે પત્થર દિવાલ સુધી પહોંચી ગયો ત્યારે પોતે પોતાના હાથોથી તેના સ્થાન પર મૂકી દીધો અને આ મોટી લડાઈ સમાપ્ત કરાવી દીધી.

આવી જ રીતે લોકો આપને દરેક કાર્યમાં આગળ રાખતા હતા. તેઓ યાત્રા પર જવા નિકળતા ત્યારે લોકો વ્યાકુળ થઈ જતા, અને જયારે તેઓ પાછાં ફરતા ત્યારે આપને મળીને જોર—જોરથી રડવા લાગતા.

તે દિવસોમાં ત્યાં અલ્લાહના ઘર કા'બામાં ૩૬૦ દેવી દેવતાઓની મૂર્તિઓ હતી, સમગ્ર અરબ દેશમાં ઊંચ–નીચ, છૂત–અછૂત, સ્ત્રી પર અત્યાચાર, શરાબ, જુગાર, વ્યાજ, લડાઈ, બળાત્કાર જેવી ન જાણે કેટલી ખરાબીઓ વિસ્તરેલી હતી.

જયારે હઝરત મુહમ્મદ સાહેબ ચાલીસ વરસના થયા ત્યારે અલ્લાહે પોતાના ફરિશ્તાઓના માધ્યમથી આપની ઉપર કુર્આન ઉતારવાનો આરંભ કર્યો અને આપને રસૂલ બનાવવાનો મુબારક સંદેશો અને લોકોને એક અલ્લાહ (એકેશ્વરવાદ) તરફ બોલાવવાની જવાબદારી સોંપી.

## સત્યનો અવાજ

હઝરત મુહમ્મદ સાહેબે એક પર્વતના શિખર ઉપર ચઢીને સાદ પાડયો. લોકો એ અવાજ પર તૂટી પડયા, એટલા માટે કે આ એક સાચા ઈમાનદાર માણસનો અવાજ હતો. આપે પ્રશ્ન કર્યો, જો હું તમને એમ કહું કે " આ પર્વતની પાછળથી એક વિશાળ લશ્કર આવી રહ્યું છે અને તમારા ઉપર હુમલો કરવાનો છે તો શું તમે મારી વાત પર વિશ્વાસ કરશો ?"

બધાએ એકી અવાજે કહ્યું કે તમારી વાત પર કોણ વિશ્વાસ નહીં કરે તમે કદી જુઠ્ઠું બોલતા નથી અને પર્વતના શિખર પરથી બીજી તરફ જોઈ પણ રહ્યા છો. એ પછી તેમણ લોકોને ઈસ્લામની તરફ બોલાવ્યા. મૂર્તિ પૂજાથી રોકયા અને મૃત્યુ પછીની નરકની આગથી ડરાવ્યા.

## મનુષ્યની એક કમજોરી (દુર્બળતા)

મનુષ્યની આ એક કમજોરી છે કે તે પોતાના પૂર્વજોની ખોટી વાતોને પણ અંધ શ્રધ્ધામાં સ્વીકારતો ચાલ્યો જાય છે મનુષ્યની બુધ્ધિ અને તર્કના ઈન્કાર છતાં પણ મનુષ્ય પૂર્વજોની વાતો પર દ્રઢ રહે છે. અને તેની વિરૂદ્ધ કરવું તો શું સાંભળવા પણ ઈચ્છતો નથી.

## અડચણો અને કસોટીઓ

આ જ કારણ હતું કે ચાલીસ વરસ ની ઉમર સુધી આપનો આદર કરવા, આપને સાચા જાણવા અને સ્વીકારવા છતાં મક્કાના લોકો આપની શિખામણોનાં શત્રુ થઈ ગયા. આપ જેટલા વધારે લોકોને સત્ય તરફ બોલાવતા લોકો એટલી જ દુશ્મની (શત્રુતા) કરતા. જયારે કેટલાક લોકો ઈમાનવાળાઓને પરેશાન કરતા,

મારતા અને અગ્નિ પર સુવાડી દેતા, ગળામાં રસ્સો નાંખીને ખેંચતા અને તેમના પર પત્થરમારો કરતા, પરંતુ આપ બધા માટે અલ્લાહથી પ્રાર્થના કરતા, કોઈથી બદલો ન લેતા. આખી–આખી રાત એમના માટે માલિકથી માર્ગદર્શનની પ્રાર્થના કરતા. એક વખતે મક્કાના લોકોથી નિરાશ થઈને તાઈફ (મક્કા શહેર પાસેનું એક સ્થળ) તરફ ગયા. ત્યાંના લોકોએ એ મહાપુરૂષનો અનાદર કર્યો અને એમની પાછળ છોકરાઓ લગાવી દીધા. જેઓ એમને બુરું–ભલું કહેતા, તેઓએ આપને પત્થર માર્યા જેથી આપના પગમાંથી લોહી વહેવા માંડયું. તકલીફ (પરેશાની) ના લીધે આપ ત્યાં બેસી જતા તો તે

છોકરાઓ એમને પાછા ઊભા કરી દેતા અને ફરી મારતા, આ હાલતમાં તે નગરથી બહાર નીકળ્યા અને એક સ્થળે જઈને બેસી ગયા, આપે એમને શ્રાપ નહીં આપ્યો. પરંતુ પોતાના માલિકથી પ્રાર્થના કરી કે " અય માલિક ! એમને સમજણ આપ, તેઓ જાણતા નથી." તેમને આ પવિત્ર નગર મક્કા છોડવું પડયું. પછી તેઓ પોતાના નગરથી મદીના નગરમાં ચાલ્યા ગયા. ત્યાંપણ મક્કાવાળાઓ વિરોધી ટુકડીઓ બનાવીને વારંવાર તેમનાથી લડવા ગયા.

સત્યનો હંમેશા વિજય થાય છે. તે અહીં પણ થયો. તેવીસ વરસના સખત પરિશ્રમ બાદ આપ બધા પર વિજયી થયા અને સત્ય માર્ગ તરફ આપના નિઃસ્વાર્થ નિમંત્રણે આખા અરબ દેશને ઈસ્લામની શીતળ છાયામાં ઊભો કરી દીધો અને સમગ્ર દુનિયામાં એક ક્રાંતિ આવી ગઈ. મૂર્તિપૂજા બંધ થઈ, ઊંચ–નીચ પૂરી થઈ ગઈ અને બધા લોકો એક અલ્લાહને માનવાવાળા અને એક અલ્લાહની પૂજા કરવા વાળા બની ગયા.

## અંતિમ વસીયત

પોતાના મૃત્યુના કેટલાક માસ પહેલા આપે લગભગ સવા લાખ લોકોની સાથે હજ કરી અને બધા લોકોને અંતિમ વસીય્યત કરી. જેમાં આપે એમ પણ કહ્યું લોકો "તમારામાંથી મૃત્યુ પછી જયારે તમારા કર્મોની પૂછપરછ કરવામાં આવશે ત્યારે મારા વિશે પણ પૂછવામાં આવશે કે શું મેં અલ્લાહનો ધર્મ અને તે સત્યતા લોકો સુધી પહોંચાડી ?" બધા એ કહ્યું, "નિઃસંકોચ તમે પહોચાડી ચુકયા છો." આપે આકાશની તરફ આંગળી ઉઠાવી અને ત્રણવાર કહ્યું, " હે અલ્લાહ ! તમે સાક્ષી રહેજો, હે અલ્લાહ ! તમે સાક્ષી રહેજો, હે અલ્લાહ ! તમે સાક્ષી રહેજો," એ પછી આપે લોકોનું કહ્યું " આ સાચો

ધર્મ જેમના સુધી પહોંચી ચુકયો છે તેઓ એમની પાસે પહોંચાડે જેમની પાસે નથી પહોંચ્યું.''

આપે એવી પણ જાણ કરી કે હું છેલ્લો રસૂલ છું. હવે મારા પછી કોઈ રસૂલ નહીં આવે. હું જ એ અંતિમ (આખરી) ઋષિ, નરાશંસ અને કલ્કિ અવતાર છું જેની તમે પ્રતિક્ષા કરતા હતા અને જેના વિશે તમે બધું જાણો છો.

કુર્આનમાં છે, જે લોકોને અમે કિતાબ (પુસ્તક) આપી છે તે આ હઝરત મુહમ્મદ સાહેબ (સલ્લાહુ અલૈહિ વસલ્લમ) ને જાણે છે જેવા પોતાના દીકરાઓને જાણે છે. હાં, નિઃસંકોચ તેમનામાં એક ટુકડી સત્યને છુપાવે છે. (સૂરએ અલબકરહ,૧૪૭)

## દરેક મનુષ્યનું કર્તવ્ય

હવે કયામત સુધી આવવાવાળા દરેક મનુષ્યનું કર્તવ્ય છે અને તેની ધાર્મિક અને માનવીય જવાબદારી છે કે તે એક માત્ર માલિકની પૂજા કરે. તેની સાથે કોઈને સહભાગી ન બનાવે અને ન સ્વીકારે અને તેના અંતિમ રસૂલ હઝરત મુહમ્મદ સાહેબને સાચા જાણે અને તેમના દ્વારા લાવવામાં આવેલા ધર્મ અને તેમની જીવન પસાર કરવાની પદ્ધતિનું અનુસરણ અને પાલન કરે. ઈસ્લામમાં

આને ઈમાન કહેવામાં આવ્યું છે. આના વગર મૃત્યુ પછી હંમેશને માટે નરકમાં બળવું પડશે.

## બે પ્રશ્નો

અહીં તમારા મગજમાં બે પ્રશ્નો ઉપસ્થિત થઈ શકે છે.

પ્રશ્ન : ૧ મૃત્યુ પછી સ્વર્ગ કે નરકમાં જવાનું દેખાઈ પડતું તો નથી. એને કેમ માનીએ ?

આ અંગે એટલું જાણી લેવું યોગ્ય રહેશે કે દરેક પ્રાચીન ગ્રંથમાં સ્વર્ગ–નરકનું વર્ણન કરવામાં આવ્યું છે. જેથી એમ જણાય છે કે સ્વર્ગ–નરકનો વિચાર બધા જ ધર્મો દ્વારા પ્રમાણિત છે.

આને આપણે એક ઉદાહરણ દ્વારા સમજી શકીએ છીએ. બાળક જયારે માં ના પેટમાં હોય છે ત્યારે તેને કહેવામાં આવે કે તમે ગર્ભની બહાર નીકળશો ત્યારે દૂધ પીશો, રડશો, ગર્ભની બહાર તમે ઘણી બધી વસ્તુઓ જોશો. ત્યારે ગર્ભાવસ્થામાં એનો વિશ્વાસ નહીં થાય. પરંતુ, તે જેવું જ ગર્ભની બહાર નીકળશે ત્યારે બધી જ વસ્તુઓ પોતાની સામે પામશે. આવી જ રીતે આ બધો સંસાર એક ગર્ભાવસ્થા છે. અહીંથી મૃત્યુ પછી નીકળીને જયારે મનુષ્ય (આખિરત) મૃત્યુ પછી આવવા વાળા

સદાના જીવન ના સંસારમાં આંખો ખુલશે ત્યારે બધું પોતાની સામે પામશે.

ત્યાંના સ્વર્ગ–નરક અને બીજી વાસત્વિકતાઓની જાણ આપણને તે સાચા એ આપી છે જેને એના જાની દુશ્મન પણ કયારેય જુટ્ઠો ના કહી શકયા અને કુર્આન જેવા પુસ્તકે પણ તેની સત્યતા આપી જેઓની સત્યતા દરેક પોતાના તથા પારકાઓએ પણ સ્વીકારી છે.

પ્રશ્ન : ૨ બીજી વસ્તુ જે તમારા હૃદયમાં ખટકી શકે કે જયારે બધા જ રસૂલ ધર્મ અને ધાર્મિક ગ્રંથો સાચા હતાં તો પછી ઈસ્લામ સ્વીકારવું શા માટે જરૂરી છે?

આજની વર્તમાન દુનિયામાં આનો ઉત્તર તદન સહેલો છે. આપના દેશની સંસદ છે. અહીંનો એક બંધારણ છે. અહીં જેટલા વડાપ્રધાન હતા તે બધા ભારતના ખરેખર વડા પ્રધાન હતા. પંડિત જવાહરલાલ નહેરૂ, શાસ્ત્રીજી પછી ઈન્દિરા ગાંધી, રાજીવ ગાંધી, પછી વી.પી.સિંહ નરસિંહરાવ વગેરે. દેશ ની જરૂરિયાત અને સમયને અનુકુળ જે કાનૂન અને અધ્યાદેશ એમણે મંજૂર કર્યા તે બધા ભારતના કાનૂન હતા. પરંતુ, અત્યારે જે

વડાપ્રધાન છે તેમની સંસદ અને સરકાર કાયદામાં જે કંઈ સુધારા કરશે તેનાથી જૂનો કાયદો સમાપ્ત
થઈ જશે અને ભારતના દરેક નાગરિક માટે પેલા નવા સંશોધિત કાયદાનું પાલન અનિવાર્ય બનશે. હવે જો કોઈ ભારતીય નાગરિક એમ કહે કે જ્યારે ઈન્દિરા ગાંધી અસલ વડાપ્રધાન હતા તો હું તેમનાજ કાયદાને માનીશ (સ્વીકારીશ). આ નવા વડાપ્રધાનના કાયદામાં નથી માનતો અને ન તો તેમના દ્વારા લગાવવામાં આવેલા ટેક્ષ આપીશ. તો એવા મનુષ્યને દરેક ભારત વિરોધી કહેશે અને તેને દંડ પાત્ર સમજવામાં આવશે. આવી જ રીતે બધા ધર્મ અને ધાર્મિક ગ્રંથો પોત પોતાના સમયમાં આવ્યા અને બધા સત્યનો બોધ આપતા હતા. એટલા માટે હવે બધા જ રસૂલો અને ધાર્મિક ગ્રંથો ને માન્યા (સ્વીકાર્ય) પછી પણ અંતિમ રસૂલ હઝરત મુહમ્મદ સાહેબની ઉપર ઈમાન લાવવું દરેક મનુષ્ય માટે અનિવાર્ય છે.

## સત્ય ધર્મ માત્ર એક જ છે.

એટલા માટે એમ કહેવું કોઈપણ રીતે યોગ્ય નથી કે બધા જ ધર્મ ઈશ્વરની તરફ જાય છે માર્ગો જુદા જુદા છે. મંઝિલ એક છે. સત્ય માત્ર એક હોય છે.

અસત્ય બહુ હૉઈ શકે છે. નૂર (ચમક, રોશની) એક હોય છે. અંધકાર બહુ હોઈ શકે છે. સાચો ધર્મ માત્ર એક જ છે. તે શરૂઆતથી જ એક છે. તે એકને સ્વીકારવું અને તે એકને જ માનવું ઈસ્લામ છે. ધર્મ કયારેય નથી બદલાતો. માત્ર કાયદા સમય અનુસાર બદલાતા રહે છે. અને તે પણ એ માલિકની બતાવેલી રીત પર. જયારે માનવ જાતિ એક છે, તેમનો માલિક એક છે તો માર્ગ પણ માત્ર એક છે કુર્આને કહ્યું, ધર્મ તો અલ્લાહનો માત્ર ઈસ્લામ છે.

## એક બીજો પ્રશ્ન

આ એક પ્રશ્ન પણ હૃદયમાં આવી શકે છે કે હઝરત મુહમ્મદ સાહેબ અલ્લાહના સાચા નબી (ઈશદૂત) છે અને તે સંસારના છેલ્લા દૂત પણ છે એની શું સાબિતી છે ?

ઉત્તર સીધો છે કે સૌ પ્રથમ આ કુર્આન ઈશ્વરનું પુસ્તક છે. તેણે સંસારને પોતાના સાચા હોવા માટે જે દલીલો આપી છે તે બધાને સ્વીકારવું પડયું છે અને આજ સુધી એનો વિરોધ નથી થઈ શકયો. તેણે હઝરત મુહમ્મદ સાહેબના અંતિમ નબી હોવાની જાહેરાત કરી છે. બીજી વાત એ છે હઝરત મુહમ્મદ સાહેબના જીવનની એકે એક પળ સંસારની સામે છે. તેમનું સમગ્ર

જીવન ઈતિહાસની ખુલ્લી કિતાબ છે. સંસારમાં કોઈ પણ મનુષ્યનું જીવન આપના (હઝરત મુહમ્મદ સાહેબ "સલ્લાહુ અલૈહિ વસલ્લમ") જીવનની જેમ સુરક્ષિત અને અજવાળામાં નથી. આપના શત્રુઓ અને ઈસ્લામના દુશ્મન ઈતિહાસકારોએ પણ કયારેય એમ નથી કહ્યું કે હઝરત મુહમ્મદ સાહેબ પોતાના વ્યકિતગત જીવનમાં કયારેય કોઈના વિશે જુઠ્ઠું બોલ્યા છે. આપના નગરવાસીઓ આપની સત્યતાની કસમો ખાતા હતા જે શ્રેષ્ઠ વ્યકિતએ પોતાના અંગત જીવનમાં કયારેય જુઠ્ઠું નથી બોલ્યું તે ધર્મના નામ પર કેવી રીતે જુઠ્ઠું બોલી શકતા ? આપે પોતે જણાવ્યું કે હું અંતિમ નબી છું અને મારા પછી કોઈ નબી નહીં આવે અને ન તો કોઈ ધર્મ આવશે અને મારા આગમન વિશે બધા જ નબીઓએ ભવિષ્યવાણી કરી છે. બધા જ ધાર્મિક ગ્રંથોમાં છેલ્લાં ઋષિ, કલ્કિ અવતારની જે ભવિષ્યવાણી કરવામાં આવી છે અને જે લક્ષણો અને ચિન્હો જણાવવામાં આવ્યા છે તે માત્ર હઝરત મુહમ્મદ સાહેબના વિષયમાં સાબિત થાય છે.

## પંડિત શ્રી રામશર્મા નો વિચાર

પંડિત શ્રી રામ શર્માએ લખ્યું છે કે ઈસ્લામ ગ્રહણ ન કરે અને હઝરત મુહમ્મદ સાહેબ અને આપના ઘર્મને ન સ્વીકારે એ હિન્દુ પણ નથી. એટલા માટે કે હિન્દુઓનાં ઘાર્મિક ગ્રંથોમાં કલ્કિ અવતાર અને નરાશંસ આ ઘરતી પર આવ્યા પછી તેમને અને તેમના ઘર્મને સ્વીકારવાનું કહેવામાં આવ્યુ છે. તો જે હિન્દુ પણ પોતાના ઘાર્મિક ગ્રંથોમાં યકીન (શ્રધ્ધા) રાખતો હોય તો આને સ્વીકાર્યા વગર મૃત્યુ પછીના જીવનમાં નરકની આગ, ત્યાં ઈશ્વરના સાક્ષાત દર્શનથી વંચિત, અને ક્રોધનો પાત્ર બનશે.

## ઈમાનની આવશ્યકતા

મૃત્યુ પછીની જીંદગી સિવાય આ સંસારમાં પણ ઈમાન અને ઈસ્લામ આપણી આવશ્યકતા છે અને માનવીનું કર્તવ્ય છે કે એક માલિકની પૂજા કરે. જે તેનો દ્વાર છોડીને બીજાઓની સામે નમે છે તે કુતરા કરતા પણ બેકાર છે. કૂતરો પણ પોતાના માલિકના બારણે પડયો રહે છે અને તેનાથી જ આશા રાખે છે. તે કેવો મનુષ્ય છે જે પોતાના સાચા માલિકને ભૂલીને ગમે તે બારણા પર નમતો ફરે.

પરંતુ, આ ઈમાનની વધારે આવશ્યકતા મૃત્યુ પછીના સમય માટે છે જયાંથી મનુષ્ય પાછો નથી ફરવાનો, અને મૃત્યુને પુકારવા છતાં તેને તે નથી મળવાની. તે સમયે પસ્તાવો પણ કંઈ કામ નહીં લાગે. જો મનુષ્ય દુનિયા થી ઈમાન વગર ચાલ્યો જશે તો તેને સદા નરકની અગ્નિમાં બળવું પડશે. જો સંસારમાં અગ્નિની એક ચિંગારી પણ આપણા શરીરને સ્પર્શ કરી જાય તો આપણે તડપી ઉઠીએ છીએ. તો નરકની આગ કેવી રીતે સહન થઈ શકશે. જે આ સંસારની આગથી સિત્તેર ગણી વધુ છે અને તેમાં હંમેશ માટે બળવું પડશે. જયારે એક ચામડી બળી જશે તો બીજી બદલવામાં આવશે અને સદા આ સજા ભોગવવી પડશે.

## પ્રિય વાચકો

મારા પ્રિય વાચકો ! મોતનો સમય કોણ જાણે કયારે આવી જાય? જે શ્વાસ અંદર છે તેના બહાર આવવાનો પણ વિશ્વાસ નથી અને જે શ્વાસ બહાર છે તેના અંદર જવાનો પણ વિશ્વાસ નથી. મૃત્યુ પહેલા સમય છે. પોતાની સૌથી મોટી અને સૌથી પહેલી જવાબદારીનું ધ્યાન કરી લો. ઈમાન વગર ન તો આ જીવન જીવન છે અને ન મૃત્યુ પછી આવવા વાળું જીવન.

કાલે બધાને પોતાના માલિક પાસે જવાનું છે. ત્યાં સૌથી પહેલા ઈમાનની પૂછ–પરછ થશે. મને પણ ભય છે એ વાતનો કે કાલે હિસાબના દિવસે તમે એમ ન કહી દો કે અમારા સુધી આ વાત પહોંચાડવામાં જ નથી આવી.

મને આશા છે કે આ સાચી વાતો આપના હૃદયમાં ઘર કરી ગઈ હશે. તો આવો ભાગ્યવાન, સાચા હૃદય અને સાચા આત્માવાળા મારા પ્રિય વાંચકો ! તે માલિકને સાક્ષી બનાવીને એવા સાચા હૃદયથી જે હૃદયનો ભેદ જાણવાવાળો (અલ્લાહ) સ્વીકારી લે, પ્રતિજ્ઞા લો (એકરાર કરી લો) :

અશ્હદુ અલ્ લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ
અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ.

અર્થ : હું સાક્ષી આપું છું એ વાતની કે અલ્લાહ સિવાય કોઈ પૂજાને પાત્ર નથી, તે અકેલો છે, તેનો કોઈ સહભાગી નથી અને હઝરત મુહમ્મદ સાહેબ અલ્લાહના સાચા બંદા અને રસુલ છે.

હું માફી ચાહું છું કુફ્ર (નાસ્તિકતા) થી, શિર્ક (કોઈ પણ પ્રકારે બીજાને અલ્લાહનો સહભાગી બનાવવા)

થી અને સર્વ પ્રકારના પાપોથી, અને એ વાતની પ્રતિજ્ઞા લઉ છું કે પોતાને જન્મ આપવાવાળા સાચા માલિકના બધા આદેશો માનીશ, અને તેના સાચા નબી હઝરત મુહમ્મદ સાહેબનું સાચું અનુસરણ કરીશ.

કૃપાળુ અને માયાળુ માલિક મને અને તમને આ માર્ગ પર મૃત્યુ પર્યંત (સુધી) કાયમ રાખે. (આમીન)

મારા પ્રિય વાચકો ! જો તમે પોતાના મૃત્યુ સુધી આ વિશ્વાસ અને ઈમાનને અનુરૂપ પોતાનું જીવન વિતાવશો તો પછી જાણ થશે કે તમારા આ ભાઈએ કેવો પ્રેમનો હક (અધિકાર) પૂરો કર્યો છે.

## ઈમાનની કસોટી

આ ઈસ્લામ અને ઈમાનના લીધે આપની કસોટી પણ થઈ શકે છે. પરંતુ, વિજય હમેશ સત્યનો થાય છે. અહીં પણ સત્યનો વિજય થશે. અને જો જીવનભર કસોટીમાંથી પસાર થવું પડે તો એમ વિચારીને વેઠી લેજો કે આ દુન્યાનું જીવન અમુક દિવસો સુધી મર્યાદિત છે. મૃત્યુ પછીનું અસીમિત જીવન, ત્યાંનું સ્વર્ગ અને ત્યાંનું સુખ પ્રાપ્ત કરવા માટે, અને પોતાના માલિકને ખુશ (પ્રસન્ન) કરવા માટે અને તેના સાક્ષાત દર્શન માટે આ કસોટીઓ કંઈ પણ નથી.

## તમારૂં કર્તવ્ય

એક વાત બીજી કે ઈમાન અને ઈસ્લામની આ સત્યતા દરેક ભાઈનો હક્ક અને અમાનત છે જેના સુધી નથી પહોંચી. એટલે તમારૂં પણ કર્તવ્ય છે કે નિ:સ્વાર્થ થઈને માત્ર પોતાના ભાઈની હમદર્દીમાં અને તે માલિકના ક્રોધ, નરકની આગ, અને દંડ થી બચાવવા માટે દુ:ખ–દર્દ ના એહસાસની સાથે જેવી રીતે પ્યારા નબીએ આ સત્યતા પહોંચાડી હતી તમે પણ પહોંચાડો. તેમને ખરો અને સાચો રસ્તો સમજમાં આવે તે માટે માલિકને પ્રાર્થના કરો. એવો મનુષ્ય શું મનુષ્ય કહેવડાવવા માટે હક્કદાર છે કે જેની સામે એક આંધળો (ન જોવાને લીધે) આગના તાપણમાં પડી જાય અને તે એક વાર પણ એમ ન કહે કે તમારો માર્ગ આગના તાપણાની તરફ જાય છે. ઈન્સાનિયત (માનવતા) ની વાત એ છે કે તેને અટકાવે અને તેને પકડીને બચાવે. એ પ્રતિજ્ઞા લે કે મારા જીવન સુધી હું તેમને અગ્નિમાં પડવા દઈશ નહીં.

ઈમાન લાવ્યા પછી દરેક મુસલમાન ઉપર હક્ક છે કે જેને ધર્મનો, નબીનો, કુર્આનનો માર્ગ મળી ચૂકયો છે એ શિર્ક અને કુફ્રની આગમાં ફસાયેલા લોકોને એ આગથી બચાવવાની ધૂનમાં લાગી જાય. તેમની દાઢીમાં

હાથ ફરવીને, તેમના પગ પકડીને તેમને સાચા માર્ગ પર લાવે કે ઈમાનથી ખસીને ખરાબ માર્ગ પર ન જાય. નિઃસ્વાર્થ અને સાચી હમદર્દીમાં કહેવામાં આવેલી વાત હૃદય ઉપર અસર કરે છે. જો આપની મહેનતથી એક માણસને પણ ઈમાન મળી ગયું અને એક પણ માણસ માલિકના સાચા દ્વાર પર લાગી ગયો તો આપણો બેડો પાર થઈ જશે. એટલા માટે અલ્લાહ તે માણસથી વધારે પ્રસન્ન થાય છે જે કોઈને કુફ્ર અને શિર્ક માંથી કાઢીને સત્યના માર્ગ પર લગાડે છે. જેવી રીતે તમારો દિકરો બળવાખોર થઈને દુશ્મનથી મળી જાય અને તેનું જ માનતો રહે. જો કોઈ સજ્જન તેને સમજાવીને તમારો આજ્ઞાંકિત બનાવી દે તો તમે તે સજ્જનથી કેટલા પ્રસન્ન થશો. માલિક તે બંદાથી એનાથી પણ વધારે પ્રસન્ન થાય છે જે બીજા સુધી ઈમાન પહોંચાડવાનો અને વહેંચવાનો માધ્યમ બની જાય.

## ઈમાન લાવ્યા પછી

ઈસ્લામ ગ્રહણ કર્યા પછી જયારે તમે માલિકના સાચા બંદા (તેની પૂજા અને બંદગી કરવાવાળા) બની ગયા તો તમારા ઉપર દરરોજ પાંચ વખતની નમાઝ અનિવાર્ય છે. તમે એને શીખો અને પઢો આનાથી

આત્માની શાંતિ અને અલ્લાહનો પ્રેમ વધશે. રમઝાન આવશે તો એક માસના ઉપવાસ (રોઝા) કરવાના રહેશે. માલદાર (શ્રીમંત) છો તો આખી ઉમરમાં એક વાર હજ માટે જવું પડશે. હવે તમારૂ માથું અલ્લાહ સિવાય કોઈની આગળ ન નમે. તમારા પર દારૂ, જુગાર, વ્યાજ, ભૂંડનું માંસ, લાંચ–રૂશ્વત અને દરેક હરામ વસ્તુ નિષેધ છે. અને તેનાથી બચવાનું છે અને અલ્લાહ એ પવિત્ર બતાવેલી વસ્તુઓનું ખૂબ શોખ (પ્રસન્નતા) થી સેવન કરવાનું છે. આપણા મલિક તરફથી આવેલા પવિત્ર ગ્રંથ (કુર્આન) ને નિયમિત રીતે પઢવાનું છે અને પવિત્રતા અને સ્વચ્છતાના નિયમો શીખવાના છે. અને સાચા દિલથી પ્રાર્થના કરવાની છે કે હે અમારા માલિક! અમને, અમારા દોસ્તોને, કુટુંબીઓને, સગા સંબંધીઓને અને આ ધરતી ઉપર રહેવાવાળા દરેક માનવને ઈમાનની સાથે જીવીત રાખ અને ઈમાનની સાથે અમને મૌત આપ. એટલા માટે કે ઈમાન જ માનવ સમાજનો પહેલો અને અંતિમ ટેકો છે. જેવી રીતે અલ્લાહના એક પયગંબર હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) સળગતી આગને પોતાના ઈમાનની શકિત વડે ફુલો જૅવી બનાવી શકે છે અને સાચા માર્ગના તમામ અવરોધોને નષ્ટ કરી શકે છે.

"થાય જો ઈમાન ઈબ્રાહીમનો ઉત્પન્ન આજે
ફુલોના સ્વભાવથી આગ બને ઠંડી આજે"

વસ્સલામ,
વધુ જાણવા માટે સંપર્ક સાધો,
મુહમ્મદ કલીમ સિદ્દીકી
ફુલત, મુઝફ્ફર નગર



પ્યારા માલિક ના આ નામ છે.

# "યા હાદી"

અર્થ : એ સાચો માર્ગ બતાવવા વાળો.

# "યા રહીમ"

અર્થ : એ (દરેક પરેશાની માં) દયા કરવા વાળો.

(જે કોઈ આ નામોનો રોજે સાચા દિલથી ૧૦૦ વાર જાપ કશે તો એ માલિક તેને દરેક પરેશાનીથી છૂટકારો આપશે અને તેને સાચો રસ્તો બતાવીને રહેશે.)